# બીલીમોરા અને નવસારીના જીલ્લા પરસ્તો વિષેનો ખ્યાલ.

રચનાર—**હીરજીભાઇ પેસ્તનજી બગાશી.**

### સાખી.

જોવાને જઇએ ફુજેતી માછીવારે હાલ હાલમાં,
માછીઓને ઘેરે તે ધુણે છે છુટા બાલમાં.
બેઠી હશે જાંગ ઉગાડી તે પોતાની તાલમાં,
મતરેલી સોપારી લઇને રાખી હશે ગાલમાં
અગરબતી ને નારીએલ મુકીને બીજી થાલમાં
કેવા ફંદામો ફસી છે માછીઓની જાલમાં
ખાસડાં જગનાં પડે છે, કંઇ નથી એ માલમાં
એવી રાંડોનું ગયું કયાં મોત આ દુકાલમાં

### દોહરો.

નરક કુંડ તમારે સારૂ છે,
જગતમાં મોઢું કાળું છે;
તમોને બેહેસ્ત આકારૂં છે,
દોજખ તમને બહુ પ્યારૂં છે,
દીવસના ત્યાં તો અંધારૂં છે,
રાખશ લોકોનુ નગારૂં છે;
આખરે રીબી રીબી મરશો,
[illegible] કરતુક તમો ભરશો.

## લાવણી—ગઝલ મેરીજાનની.

કલજુગનો પાહારો ચાલુ થયો દુનીયામો—મારી જાન, નાપાકી દોર થયો જારી,
દોજખની નારોથી આજ કાલ બગડી નવસારી.
હું કહું હકીકત ધ્યાન ધરીને સમજો; મારી જાન—કહું છું ત્રીસ વરસની વાત;
ધુણનારીનો કહું દાખલો કેવી હશે કમજાત!
દીલમો આવું એ બદીને નાબુદ કરવી; મારી જાન—જોઈએ કોઈ ખડતલ ખરો જવાન,
વલસાડમા એક હતો પારસી ઘણોજ હીંમતવાન.
લખીયો કાગજ તેનાપર હકીકત સાથે; મારી જાન—તુરત તે આવો બારીયાવાડ,
સરવે વાતે કહી હકીકત ધુણનારીનો સાર.

### શેર.

તે હતો બાંધાનો હીંમતવાન ને શુરો,
સરવે વાતે તે હરેક કામમાં પુરો,
નહીં હતો કોઈથી વાતમો તે અધુરો,
બાબુ વલસાડો પેહલવાની કંગુરો.

મારી જાન-રવીવાર મુકરર કીધો ધારી, દોજખની નારોથી આજકાલ બગડી નવસારી.

### ચોક ૧.

નીકલીયા ઘરેથી સંપ કરીને ચહારો; મારી જાન—હતું નહી કોઈએ હીમત હારી;
ફના ફાતો કરી દઈને કાઢો નામ બારી.
ચારોએ લીધી મજબુત લાકડી સાથે; મારી જાન—ધુણતાં જ્યા બધાં નરનારી
કાયદો બાજુ મુકીને કીધો "મારશલ લૉ" જારી.
ધુણતો તો ત્યાં એક હલકી વરણનો દેડો; મારી જાન—નાસવા લાગો બધાંની સાથ,
પહેલે પકડી કીધો મસાલો, જનમની રહેશે યાદ.

### શેર.

ગામડેની હતી એ પારસી જાતની નારી,
એક હતી પારસણ મલેસરી ઘરબારી,
લાવી'તી આપવા બે ઇજાર બે સાડી,
થઈ ગઈ દેડાની ત્યાં મજબુત ખુહારી.

મારી જાન-લાગી ત્યાં શરમીંદગી બારી—દોજખની નારોથી આજ કાલ
બગડી નવસારી.

## ચોક ૨.

થઈ ખબર દસતુરજી દારાબજીને ઘેરે, ખરી જાન-બોલાવી મંગાવીયા અમને,
કામ બજાવી આયા, શાબાસી આપું છું તમને.
તે નાપાકોને છોડી દીધી એ ખોટું, મારી જાન-સાવવી હતી અમારી પાસ,
કોની બેટી ને કોણુની વહુ, હું કરતે તેની તપાસ.
સગાં વહાલાંને તેડી ફજેતી કરતે; મારી જાન-સાંભળો દારબજી દસ્તુર,
આપણી કોમની થાતે ફજેતી, તેથી રહ્યાથા દુર.

### શેર.

ક્યાં ગયા તે દસ્તુર દેશાઈ દાવર ગાજી,
કેમ છોડી બેઠા છો હવે ધરમની બાજી,
દોજખી પાપીને જોઇ થાવો છો રાજી,
દેખાડો લોકોને ખાલી ફુરતાજી.

મારી જાન-લાગે છે જખમ સૌને કારી-દોજખની નારોથી આજકાલ
બગડી નવસારી.

## ચોક ૩.

બધ થયું તે વખતે નવસારી ધુણવાનું-મારી જાન-કાલીયાવાડી કરીને ગામ,
ધુણનો ત્યાં એક બીજો ભાડેલો, જેનુ હરગોવન નામ.
ફરતા ફરતા ત્યાંનીકલી ગયા જન ચહારો મારી જાન, હતી તે સુંદર ચાંદની રાત,
મલીયા જઇને ભાડેલાને, કીધી સઘુકે વાત.
ધુણવામો નથી કંઈ શંકા, ભુત કે ડાકણ, મારી જાન-પેટને થકી સરવે સાધન,
મલે છે અમને પેટ ભરીને દહી, દુધ માંખણ.

### શેર.

બંધ કરીશ તમારી જાતને મારે હાથે,
સુખેથી જઈને બેસી રહો નીરાતે,
આપું છું વચન હું તમોને મારે હાથે,
દીલમાં ના રાખો જુદાઇ કંઇ બી વાતે.

મારી જાન-નથી કરતો હું જુલમગારી-દોજખની નારોથી આજ કાલ
બગડી નવસારી.

ચોક ૪.

જાગરૂત થાવો તમો બીલીમોરાના લોકો-મારી જાન-કરો તમે ધુણવાનુ નાબુદ,
બનતા ઇલાજો તમો કરીને ઠેકાણે લાવો શુધ.
તમો વાંચો શકનામું જરાથોસ્તનું ફરમાન-મારીજાન-શું નસીયત કરી ગીયા તમને,
બુતપરસ્તી છોડો તમો, ગમ લાગે છે અમને.
ધુણવાના પલીગને નરકમાં નાખી દેઓ-મારી જાન-છોડી દો તમો બધું કુફરાન,
જબાંપર લેવો નામ યથાનું નહી તો થશો હેરાન.

શેર.

નહીં મલી જગો પીરોને બીજાં કોઇ શહેરે,
પછી આવી લાગા ઝીના જગાને ઘેરે,
થઈ એથી તો સામી માછનને લેહેરે,
થઈ દેવ દરૂજની ધીભરા બાણુને મેહેરે.
મારી જાન-જગતની પડશે ફીટકારી-દોજખની નારોથી આજકાલ બગડી નવસારી.

ચોક ૫.

હવે આંખ ઉઘાડો બીલીમોરાના લોકો-મારી જાન-ઉંઘાઈ કેમ ગઇ છે અનજુમન ?
સાંભળો કાન ખોલીને થાય છે ફના ફાતીયો ધન.
બાઇ્ણ પહેરે છે રેશમી ઘાટની સાડી-મારી જાન, આંગપર દાગીના ભરપુર,
એ દોલત છે પારસણોની કરવી પડશે મનજુર.
ત્યાં કારભારમાં જુવાન પારસી જાને-મારી જાન-"ઇનતરપીનતર"નુ કરે તે કામ,
દીવાળની હાર ફુલોના કરે તે ઇનતેજામ.
એ કામનો છે ખરો બદખાહ-મારી જાન-મોઢાપર લીયાનતીઓનું નુર,
એની જીંદગી ગુજરીને જુવાની કરે છે ધુસ.

શેર.

કાંપે છે મવકલ મોત તમોથી થર થર,
દોજખના દેવથી સમજી રાખે છે મનપર,
વખત આંવે પડશે દુખ જે તનપર,
વસ્ત્ર વગરના ભીખ માંગશો ઘર ઘર,
જુદાઇ દોર ના રહેશે જાણો ઘડીભર,
જગતના લોકો હસશે તમોને ખડ ખડ.

મારી જાન-હમણાં તો એશકરો. ભારી-દોજખની નારોથી આજકાલ
બગડી નવસારી.

ચોક ૬.

હવે પુછું હકીકત શરાની રીતે તમને-મારી જાન-ગણોછો તમો મઝહબ પ્યારી_
ઇમાન ખાતર જાન તમારો બખશો છો જારી.
જેનથી લોકોનું શહીદોમાં છે નામ-મારીજાન-ઉમતને ખાતર થયા કુરબાન,
કાફીરોને હાથે પ્યાસા આપ્યો પોતાનો જાન.

શેર.

જે પાણી લેવા ગયો અલી અબાસ,
કાફીરો જલ્દી આવી લાગા ત્યાં પાસ,
તીરોનો માર ત્યાં ચાલી રહ્યો'તો ખાસ,
જબાં સુકાઈ થયો જીવનો નાશ.

મારી જાન-રડતી'થી બાલી સકીના ભારી-દોજખની નારોથી આજ કાલ
બગડી નવસારી.

ચોક ૭.

તમો સમજો દીલમો મુસલમીનો દીનદાર, મારી જાન-ઉમતને ખાતર થયા કુરબાન,
તેજ ઉમત છો તમો, સાંભળો હકીકતે મહેરબાન.
તમો નજરે જુવો છો કંઈ વરસોથી ભાઇ-મારીજાન-દીલમાં નથી રાખતા ઝનુન,
ઘાંચી ગોલા ઢેડા માછી જાતના છે તે મલુન.

શેર.

કયાં ગયા અસલના મુસલમીનો ભાઇ?
જુવો છો નજરે બદફેલી ગુમરાઈ,
પારોની દરગાની કરે છે તે હલકાઈ,
નીચ કામ થઇને કરે છે ત્યાં સરસાઇ.

મારી જાન, કરે ત્યાં ગોલો જમાદારી-દોજખની નારોથી આજકાલ બગડી નવસારી

ચોક ૮.

એ વાત વધુ કહું અકલની મોમીનો-મારીજાન-કહો તમો સત્ય વચનની વાત
ઓલીઆઓની તુરબત એક કે બે રહે છે આબાદ?
બીન અકલીનેબી પુછી જોશો જેવારે-મારીજાન-કરશે તે કયુ નહીં સંખ્યાત
બે તુરબત જે માને તેને કહેવો ખરો કમજાત.

શેર.

જે બીલીમોરામાં ધુણે છે ઝીનો ગોલો,
પઈસાથી ભરે છે રાત દીવસ તે ખોલો,
સામી માછણુંનો પારસણો પર ડોળો,
એ ઠગાઇ નહીં તો બીજું શું તે બોલો ?

મારી જાન-આગલ પડશે તમને ભારી-દોજખની નારોથી આજ કાલ
બગડી નવસારી.

ચોક ૯.

તમો હજુબી ચેતો બીલીમોરાના લોકો-મારી જાન-ગઈ કયાં તમારી એ શુધ બુધ?
જરથોસ્તી ધરમને તજી દઈને થઈ જાશો નાબુદ.

કંઈ હશે તુખમમાં ફેર, અમને લાગે છે; મારી જાન-ત્યાં લગણ બને નહીં એ વાન,
વગર મલાહજે ગોલાને ત્યાં પડી રહે દીન રાત.

શેર.

કોઈ નીકલે જરથોસ્તી ખરી માયનો પુત,
ગોલા માછણુને કરી દીએ નાબુદ,
જે મારે ભુસકો આ રણમાં સાબુત,
ત્યારેજ ઉઘડે શેઠીયાઓની શુધ બુધ.

મારી જાન-મુંડાવો તમો મુછ દાઢી દોજખની નારોથી આજ કાલ બગડી નવસારી.

ચોક ૧૦.

ઘરબાર છોડીને પડી રહે ધુણવામાં-મારી જાન-વરસો તક રહે ગોલાને ઘેર,
મનમાં સમજો નરનારી, તે હમજાત છે કે ઢેડ ?

તે ઘેરમાં રહે છે સરવે ન્યાતના મરદો-મારી જાન-ગયે કેમ સમજે નરનારી,
એમલાહજે ફરે ઘેરમો, ખુંટી પર સાડી.

શેર.

મનથી સમજે છે હું છું પાક પતીજન,
પરદામો બાગો જરદા, નામ ખતીજા,
શીખામણ સાંભળી કહેશે છાંથી મટીજા,
નથી અનજુમનની બીક, તું છાંથી હટીજા.

મારી જાન-એવીને શું સમજે ધારી-દોજખની નારોથી આજ કાલ
બગડી નવસારી.

**ચોક ૧૧.**

ગાએકવાડી રાજમાં સુબો હતો બાહાદુર-મારી જાન-સંવત ૧૯૫૩નું તે સાલ,
આવી લાગા બીલીમોરામાં આયો તેવોને ખ્યાલ.
ખબર કાહદતાં તેવોને માલમ પડ્યું-મારી જાન-રહે છે એક ગોલો ખુણનાર,
હુકમ કીધો કે બાંજી નોંડીને કરો ત્યાં સઘળું ખુહાર.

**શેર.**

મસતાન કરીને બીજો હતો ખુણનારો,
અણસમજુને તે હંમેશનો ઠગનારો.
હાંકીને કાહદીયો પરદેશનો રહેનારો,
સુબો હતો જે સાચાનો કહેનારો.

મારી જાન રઈયતની રાખે ખબરદારી-દોજખની નારોથી આજ કાલ
બગડી નવસારી.

**ચોક ૧૨.**

જે બીલીમોરામાં અનજુમનનું ફંડ છે-મારી જાન-સરવેથી વધુ તેમાં નાખ્યું,
અનજુમનના ગંબાર અંદર થાય ખાનું.
સરવે ચીજો ગોલા ઝીણાને ત્યાંની-મારી જાન-નારીએલ ઘી ચોખાને દાળ,
એ બધી ચીજ છે ઉતારમાંની નથી કશી સંભાલ.

**શેર.**

શું નથી બીજી દુકાન બીલીમોરામાં ?
નાંખો છો પૈસા ઝીણાના ખોળામાં,
હું સમજાવું છું વાત ઘણી થોડામાં,
અભણ લોકોની અકલ રહે જોડામાં.

મારી જાન-બીલીમોરા તારી તે બલીહારી-દોજખની નારોથી આજ કાલ
બગડી નવસારી.

**ચોક ૧૩.**

જરથોસ્તી ધરમને માને ખરાં જો દીલથી-મારી જાન-નહીં રહે કોઈ દીન દુખીયારો,
રહે મોઢાં પર નુર હંમેશાં, રહે તે સુખીયારો.
એ દીન ડુબાઉને જોશો તમો જેવારે-મારીજાન-ન જોશો જરા રતી પણ નુર,
એવા લોકની જીંદગી ઉપર પડે હંમેશાં ધુળ.

**શેર.**

નહીં આવે મદદમાં તમોને ધીબરો બાણો,
ઝીણો ગોલો ને ત્રીજો ઝીણો મામો,

ચીકમ ઓલો ના જોશું તમારી સામો,
આ દુનીયાથી ગુમ થશે તમારાં નામો;
મારી જાન-દોજખી શું જાણે દુનીયાદારી, દોજખની નારોથી આજ કાલ
બગડી નવસારી.

**ચોક ૧૪.**

કહી હકીકત એરે બોલ છે સાચા-મારી જાન-સરવે જે બદકારોનાં નામ,
સોપ્યુદ છે તે અમારી પાસ ઠર ને ઠેકાણું ગામ.
ઓ રહેશે ધતીંગ હંમેશનું જો ચાલુ મારી જાન-ઉઘાડા કરશું લખી બદનામ,
ત્યારેજ ઉઘડશે આંખ સરવેની જોઇને ઇનિતેજામ.

**શેર.**

પાણીની ઉપર પથર નથી તરવાનો,
એવી નાપાકોથી કબુ નથી ડરવાનો,
આયો છે વખત ધુણનારાને મેરવાનો,
તમો દોજખીઓને હવે દફે કરવાનો.
મારી જાન-મારશો ગુનાહની ચીચીયારી, દોજખની નારોથી આજ કાલ
બગડી નવસારી.

**ચોક ૧૫.**

હું હાલ તુરત ખામોશ રહું છું ભાઈ-મારી જાન-જોઉંચું કેવો જમે છે રંગ,
સુધરે છે કે બગડે છે તે જણાઈ જાશે ઢંગ.
તેઓને ચીમકી બસ છે આ વખતમાં-મારી જાન-જેવાનો હશે જેવોને સંગ,
આવી તમારી નાલેસીથી શેતાન થાશે દંગ.

**શેર.**

ધુણનારાનો છું બાપ, ભુતનો કાકો,
નાબુદ કરવામાં પડી ગયો છે સાખો,
તે ખુબ વીચારી તમારા મનમાં રાખો,
ગુમરાહી તમારી સંડાસ અંદર નાખો,
મારી જાન-નામ છે **ભીમજી બંગાલી**-દોજખની નારોથી આજ કાલ
બગડી નવસારી.

---

આ ચોપાનીયું "ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસ" હરીજ મન્ઝીલ સુરતમાં
રા. ઉત્તમરામ ઉમેદરામ રેશમવાળાએ છાપ્યું છે અને મી. ભીમજીભાઈ
પેસ્તનજી બંગાલીએ બારીઆવાડ, નવસારી ખાતેથી પ્રગટ કીધું છે.